શ્રી

# અઘોર લાલસા

## નાટકનાં ગાયનો.

શ્રી સરદાર વિજય નાટક કંપની

બાલાસીનોર.

આવૃત્તિ ૧ લી.



સને ૧૯૩૧.



સંવત ૧૯૮૭.

કીંમત રૂ. ૦-૪-૦.

શ્રી

# અઘોર લાલસા

## નાટકનાં ગાયનો.

શ્રી સરદાર વિજય નાટક કંપની

બાલાસીનોર.

પ્રયોજક—પ્રભાશંકર નારણજી દવે.
થાન (કાઠીયાવાડ.)

પ્રકાશક—નૈયર.
બાલાસીનોર (ગુજરાત)

સને ૧૯૩૧. : : સંવત ૧૯૮૭.

કીંમત રૂ. ૦-૪-૦.

ॐ

तत्सत् परमात्मने नमः

श्री

# અઘોર લાલસા નાટક.

## મુખ્ય પાત્રોનાં નામ.

### પુરૂષ પાત્રો.

**સુરપાળ** ... સત્યપુરીનો સેનાધ્યક્ષ, પોતાના રાજાનો ખુની અધમતાનો અવતાર.

**જુલમસીંહ** ...
**વીરસીંહ** ...
**ગંભીરસીંહ** ...
{ સુરપાળનાં ખુશામતી ઉંધે રસ્તે દોરનાર સ્વાર્થી સાથીયો.

**દીલ્લીપસીંહ** ... (પ્રતાપસીંહ) અવધપુરીનાં સ્વર્ગસ્થ મહારાજાનો પાટવી પુત્ર પ્રતાપસીંહના નામે પ્રસીદ્ધ થઇ સત્યપુરી તથા અવધપુરીનો પુર્ણોદ્ધાર કરનાર વીરનર નાટકનો નાયક.

**સુરસેન** ...
**ધીરસીંહ** ...
{ વીર પ્રતાપનાં વફાદાર સહાયકારો.

**અમર** ... સત્યપુરીનો વફાદાર સીપાઇ, માલીક માટે પ્રાણાર્પણ કરનાર ક્ષત્રી પુત્ર.

**દેવદત્ત** ... સત્યપુરીનો વફાદાર દીવાન.
**રમેશ** ... વફાદાર દીવાન દેવદત્તનો પુત્ર.
**કિર્તીસીંહ** ... અવધપુરીનો વફાદાર દીવાન.
**ભીમા પટેલ** ... પ્રજાપત, જ્ઞાતીનો નીરધન પટેલ, થોડા સમય માટે અવધપુરીનો રાજા.

તે ઉપરાંત સેનાપતી બહીરસીંહ, સરદારો, અમલદારો વીગેરે વીગેરે.



## સ્ત્રી પાત્રો.

હંસા ... સ્વર્ગસ્થ મહારાજા રણજીતસિંહની કુવારી કન્યા વીર પ્રતાપની ભાવી પત્ની નાટકની નાયીકા.

ઉશા ... સુરપાળની સુશીલ સ્ત્રી રાજ્યભક્ત બાળા.

નિરમળા ... દાના દીવાન દેવદત્તની સ્ત્રી માલીક માટે પ્રાણાર્પણ કરનાર સાધવી.

પ્રમીલા ... અવધપુરીના સ્વર્ગસ્થ સરદાર વિજયસીંહની કુંવારી કન્યા પ્રતાપસીંહની મનમાની બહેન રમેશની ભાવી પત્ની.

રંભા ... ભીમા પટેલની કલેશી સ્ત્રી.

તે ઉપરાંત દાસીયો વારાંગનાઓ મદીરાક્ષી વીગેરે.

સ્થળ ... સત્યપુરી... તથા... અવધપુરી અને હીમગીરીની તળેટી.



# ઉપસંહાર.

મુર્ખ મનુષ્ય જ્યારે ઉન્નતિનાં શિખરે ચડે છે. ત્યારે તેને અઘોર લાલસાઓ ઉત્પન્ન થાય છે કીડીનું મૃત્યુ સમીપ આવે છે ત્યારે તેને પર ઉત્પન્ન થાય છે, એજ રીતે જ્યારે મુર્ખ મનુષ્યનું મૃત્યુ સમીપ આવે છે ત્યારે તેને અતી નીંદીત કર્મો કરવાની ભાવનાઓ પ્રદીપ્ત થાય છે મતી મલીનતામાં બદલાઇ જાય છે એ કુદરતી ક્રમ છે એ દ્રષ્ટાંતોની ભાવનાઓએ આ નાટકની રૂપરેખા બંધાઈ છે અને એજ ભાવનાઓને પ્રતીકુળ આ નાટકનું નામ અઘોર લાલસા રાખવામાં આવ્યું છે. **અસ્તુ.**

સત્યપુરીના મહારાજા રણજીતસીંહની અનુપમ કૃપા એક સાધારણ સરદાર સુરપાળ પર થઇ જેથી તેને સાધારણ સરદારમાંથી સત્યપુરીના મહાન સમર્થ સૈન્યના સેનાધ્યક્ષની પદવી પ્રાપ્ત થઇ. મુર્ખ કુપાત્ર સરદાર સુરપાળને સેનાધ્યક્ષની સરદારી મળતાં તેના મલીન હૃદયમાં અઘોર લાલસાઓ ઉત્પન્ન થઇ. મહારાજા રણજીતસીંહની કુવારી કન્યા હંસા પર તેની મલીન વાસના ઉત્પન્ન થઈ મદમાં છકેલા માતંગે પોતાની નીચ વાસના મહારાજા રણજીતસીંહને છ ચોક જણાવી શાણા રાજા રણજીતસીંહે તેને ધીક્કારી તે વાતને હાંસીમાં ઉડાવી એ મદાંધ સુરપાળે પોતાની પ્રેમ પીપાસા તૃપ્ત કરવા સમય સાધી મહારાજા રણજીતસીંહનો શીરચ્છેદ કરી પોતાની મલીન વાસના તૃપ્ત થશે અને મહાન ગાદી પ્રાપ્ત થશે એ ઇચ્છાએ આ ઘોર કૃત્ય કરી જગબત્રીશીએ નીંદનીય બની ઘોર નર્કની બારી ખુલ્લી કરી પાપી પાપ કર્મ કરી હૃદયમાં ફુલાતા રણજીતસીંહનું મસ્તક હાથમાં લઈ ઉભો છે ત્યાંથી આપણા આ અઘોર લાલસા એ નામના નાટકની શરૂઆત થાય છે. **અસ્તુ.**

---

ॐ

तत्सत परमात्मने नमः

# અઘોર લાલસા

## નાટકનો ટુંકસાર.



### પ્રારંભ.

### બાળાઓનું ઇશ્વર સ્તવન.

## અંક ૧ લો.

**પ્રવેશ ૧ લો—( સ્થળ ) મહારાજા રણજીતસીંહનો મહાલય**—સુરપાળ પોતાના રાજા રણજીતસીંહનું મસ્તક કાપી હાથમાં લઇ ઉભો છે પોતાનાં હ્રદયની દુષ્ટ ઇચ્છાઓનો પ્રકાશ. મહારાજા રણજીતસીંહની કોમળ કન્યા હંસાનું આવવું, આ ભયાનક દ્રષ્ય જોતાં ગભરાવું, પીતાના મૃત્યુનો કલ્પાંત, સુરપાળનું પોતાની અધમ ઇચ્છા તૃપ્ત કરવા હંસાને સમજાવવી હંસાનો ધીક્કાર. ક્રોધને વશ થયેલ સુરપાળનો હંસાને કારાગારમાં લઇ જવા હુકમ. પોતાની ઉન્નતીનાં માર્ગમાં આડે આવનારને કેદ કરી લાવવા જુલ્મસીંહને કરેલ ફરમાન મુજબ જુલ્મસીંહનું દીવાન દેવદત્ત નીરમળા અને રમેશને લાવવા. પોતાના પક્ષમાં મળવા સુરપાળનું દેવદત્તને સમજા-

વવું. નીમકહલાલીની ખાતર દાના દીવાન દેવદત્તનું પ્રાણાર્પણ કરવા તત્પર થવું. સત્યની કસોટી. પોતાનાં માલીકને ખાતર પોતાના પ્રાણનું બળીદાન. શયતાન સુરપાળને હાથે દાના દીવાન. **"દેવદત્તનું ખુન"**

## (ટેબલો)

**પ્રવેશ ૨ જો—(સ્થળ) સત્યપુરીમાં ભીમા પટેલનું** ઘર—સત્યપુરીમાં રહેલા પટેલ ભીમા કુંભારની કલેશી સ્ત્રી રંભાનું કંટાળેલ સાસરાનો કકળાટ કરતાં પ્રવેશવું. લક્ષ્મી હીણ ભીમા સાથે પરણી જેથી પસ્તાવું. ભોળા કુંભાર ભીમાનું આવવું. બન્નેના અરસપરસ કંટાળેલાના ઉદ્ગાર. છેવટે ભીમાનો કુંભારજા સ્ત્રી મળી જેથી ઘેરથી નાસી જવાનો નિશ્ચય જેમ તેમ કુંભારજાને રીઝવી પેટનો ખાડો પુરવા ખીજને રીઝમાં ફેરવી કુંભારજા રંભાને રીઝવી બન્નેનું જવું.

**પ્રવેશ ૩ જો—(સ્થળ) સત્યપુરીનું વસંતોદ્યાન—**દુષ્ટ સુરપાળની સુશીલ સ્ત્રી રાજ્ય ભક્ત ઉશાનું પોતાની સખીયો સાથે વસંત વાટીકામાં વસંતોત્સવના ગુણગાન ગાતા દેખાવું. સુરપાળનું આવવું. પતીનું મન સુધ્ધ શાણી સતીયે રીઝવવું. અને પતીયે આદરેલ અનાચારથી અટકાવવા પ્રયત્ન. સુરપાળનું ઉશકેરાવું. પોતાના માર્ગમાં કંટક રૂપ જાણી સતી સ્ત્રીનો ત્યાગ કરી કારાગારમાં કેદકરેલ હંસાને પોતાની બનાવવા અને જો હંસા ન માને તો તેનો ઘાત કરવા જવું. શાણી સતી ઉશાનો અધમ પતી માટે પશ્ચાતાપ. રાજ્યના નીમકથી પોશાયેલ સ્થુલ શરીરથી બનતા યત્ને હંસાને બચાવવા ઉશાદેવીનું કારાગારમાં ગુપ્ત પોશાકે પતી પાછળ જવું.

**પ્રવેશ ૪ થો—(સ્થળ) સત્યપુરીનું કારાગાર**—કારાગારમાં કુમારી હંસાનો વીલાપ. ભયંકર સ્થાનમાંથી નીકળવા યત્ન. અમરે હંસાને અટકાવવી. હંસાયે અમરને ક્ષાત્રધર્મનું તથા માલીકના ખાધેલાં અન્નોદકનું ભાન કરાવવું. અજ્ઞાન અમરનાં હૃદયમાં જ્ઞાનનો પ્રાદુર્ભાવ. પોતાના માલીકની પુત્રીને મુક્ત કરવા પ્રતીજ્ઞા. શયતાન સુરપાળનું આવવું હંસાને પોતાની બનાવવા સમજાવવું. હંસાનો તીરસ્કાર. સુરપાળનો ક્રોધ. હંસાને મારવા અમરને હુકમ. નીમકહલાલ અમરનું ઉશ્કેરાવું. એવા નીચ કામનો ઇનકાર. સુરપાળની ભયંકર કોપાગ્નીમાં અમરનું બળીદાન. હંસાને અગ્નીમાં તપાવેલ લોહ સ્થંભે બાંધી દેવા ફરમાન કરી સુરપાળનું જવું. હંસાનું ગભરાવું. ગુપ્ત પોશાકે ઉશાનું આવી હંસાને મુક્ત કરી લઈ જવું. દેવી ઉશાને હાથે હંસાની કારાગારમાંથી મુક્તી. **"સત્યની સહાય."**

**પ્રવેશ ૫ મો—(સ્થળ) અવધપુરી શહેરની બહારનું ઉદ્યાન**—દીવાન કીર્તીસીંહ તથા અમલદારોનું સ્વર્ગસ્થ મહારાજા બળભદ્રસીંહનાં વિલ પ્રમાણે શહેરનો દરવાજો ઉઘડતાંજ જે પહેલો આવે તેને રાજા બનાવવા આવવું. દીલ્લીપસીંહ (પ્રતાપસીંહ) વીશે સર્વ સમક્ષ ખુલાસો. કુમારનો પત્તો લાગતાં સુધી મહારાજા બળભદ્રસીંહના વીલ પ્રમાણે કરવા સર્વનો નિશ્ચય. પ્રાતઃકાલ થતાં શહેરનો દરવાજો ખુલતાં ઘેરથી કંટાળી ભાગી નીકળેલ ભીમા કુંભારનું પ્રથમ આવવું. સર્વયે તેને રાજા તરીકે માન આપી રાજા બનાવવો. ભીમાનું ગભરાવું. સર્વ વાતનો ખુલાસો. ભીમાનું રાજા થવું, ભીમાની પાછળ તેની શોધ અર્થે રંભાનું આવવું. પોતાના પતી વીશે પુછપરછ. ભીમાનું ચેતી જવું. રાજમહેલમાં લઈ જવા પટાવાળાને હુકમ. સર્વનું રાજ્ય મહેલ તરફ પ્રયાણ.

**પ્રવેશ ૬ ઠો—(સ્થળ) હીમગીરીમાં પ્રતાપનું ગુપ્ત-સ્થાન**—અવધપુરીના સ્વર્ગસ્થ મહારાજા બલ્લભદ્રસીંહના પાટવીપુત્ર દીલ્લીપસીંહનું ( પ્રતાપસીંહનું ) પોતાનાં સાથીયો સાથ હીમગીરી પહાડમાં પોતાના ગુપ્તસ્થાનમાં દેખાવું. બાદ પ્રમીલાનું આવવું, એ કન્યાને યોગ્ય સ્થળે વરાવવાના પ્રતાપના વિચાર, સત્યપુરીમાં સુરપાળે આદરેલા અત્યાચારના સમાચાર, સત્યપુરીના નીરાધારોની સહાય કરવા સમર્થ શુરવીર સરદારોને લઈ વીર પ્રતાપનું પ્રયાણ.

**પ્રવેશ ૭ મો (સ્થળ) સત્યપુરીનો રાજ્યમહાલય**—મદીરામાં મદમસ્ત બનેલા સુરપાળનું પોતાનાં સાથીયો સાથ દેખાવું. નાચ ગાન બાદ દીવાન દેવદત્તની સ્ત્રી નીરમળાને જેલમાંથી બોલાવી પોતાના પક્ષમાં લેવા પ્રયત્ન, નિમકહલાલ નિરમળાની અડગ ટેક, સુરપાળની પ્રચંડ ક્રોધાગ્નીમાં નીમકહલાલ નિરમળાના પ્રાણની આહુતી, વફાદાર દીવાન દેવદત્તનો વંશવૃદ્ધીનો એકજ વેલો રમેશ તેને સમજાવવા સુરપાળનો યત્ન, ઉછરતા સિંહના બાળક રમેશના લોહીનું ઉછળવું, રમેશનો નાશ કરવા સુરપાળનું લપકવું, અચાનક વીર પ્રતાપનું પોતાના સાથીયો સાથે આવી રમેશને બચાવી લઇ જવો, આગળ ધસતા અધમ સુરપાળને અટકાવવો.

( ટેબલો )

**અંક ૧ લો સમાપ્ત.**

# અંક ૨ જો.

---

**પ્રવેશ ૧ લો—(સ્થળ) હીમગીરીમાં વીર પ્રતાપનું ગુપ્તસ્થાન**—રમેશનું પોતાનાં માતા પીતાના મૃત્યુથી દુખી હૃદયે પ્રતાપનાં ગુપ્તસ્થાનમાં દેખાવું, પ્રમીલાનું આવવું, બાળકોની પ્રેમ વિનોદ વાતો, રમેશપર પ્રમીલાનું પ્રેમભરી દ્રષ્ટીએ નીરખવું, બન્નેના હૃદયનું પલટાવું, બન્નેનો અરસ પરસ નિરદોશ પ્રેમ.

**પ્રવેશ ૨ જો—(સ્થળ) હીમગીરી પહાડ**—નિરાધાર હંસાનું દુખીસ્થીતીમાં ભટકતા દેખાવું, પાપી સુરપાળે હંસાને પકડવા મોકલેલ ગંભીરસિંહનું સીપાઇયો સાથ આવવું, હંસાને બળાત્કારે સત્યપુરી લઈ જવા ગંભીરનો યત્ન, વીર પ્રતાપે આવી નીરબળ નીરાધાર હંસાને પાપીના હાથથી છોડાવવી, ગંભીરસિંહનું નાસી જવું.

**પ્રવેશ ૩ જો—(સ્થળ) અવધપુરીનો રાજ્યમહાલય**—ભીમા કુંભારનું રાજ્યવૈભવ મહાલતા તથા અમલદારો સાથ નાચ ગાન સાંભળતા દેખાવું, બાદ પોતાની જુની પટલાણીને બોલાવી ભરમાવવી, ભીમો મરી ગયો છે જેથી પોતાની સાથે પરણવા લલચાવવી, પોતાનો પરણેલો ધણી મરી ગયો જાણી રંભાના હૃદયનું પીગળવું, બન્નેનો પ્રેમ, દીવાન મારફત બન્નેના લગ્નની ધામધુમ. પોતે ભીમો છે એ વાત રંભાથી ગુપ્ત રાખી મહારાજા તરીકે ભીમાનું મહાલવું.

**પ્રવેશ ૪ થો (સ્થળ) સત્યપુરીનું રાજ્યભુવન**—સુરપાળના શયતાન સાથીયોનું હંસાને મારી નાખવા તથા રમેશને આશ્રય આપનાર પ્રતાપને પુરી સજાયે પહોંચાડવા અભીમાનમાં અંધ બનેલા સુરપાળને ભંભેરતાં દેખાવું, ગંભીરનું આવવું, હીમગીરીમાં પોતાપર પડેલી આફ્ત નીવેદન કરતાં સુરપાળનું ઉશકેરાવું બહોળા લશ્કર સાથે પ્રતાપને હતઃપ્રાય કરવા, પ્રયાણની તૈયારીયો, આ પ્રાણઘાતક યુદ્ધમાં પોતાના પતીના પ્રાણને વીર પ્રતાપના હાથથી બચાવવા, ભોળી સતી, સ્ત્રી ઉશાનો પ્રયત્ન, મૃત્યુને શોધવા મુર્ખ સુરપાળનું જવું, ઉશાનું પતી પાછળ જવું.

**પ્રવેશ ૫ મો--(સ્થળ) અવધપુરીમાં મહારાજા ભીમસીંહનો ખાનગી આવાસ**—ભીમાનું આ રાજ્યનો ખરો હકદાર આવતાં પોતાને ગાદીપરથી ઉઠાડી કાઢી મુકશે તો શું કરવું એ બાબતના વીચારો કરતાં પ્રવેશવું, કદાચ રાજ્ય જાયતો મીલકત હાથમાં રહે એવા વીચારથી દીવાનને બોલાવી પોતાની સત્યપુરી નગરીમાં રંભાના નામથી બંગલો બંધાવી માલમીલકત જમે કરવાની ભીમાની યોજના, દીવાનનું બંદોબસ્ત કરવા જવું, રંભાનું પ્રવેશવું, કલેશનો આરંભ અને પછી સમાપ્તી, બન્નેએ છેવટ આનંદમાં મહાલવું.

**પ્રવેશ ૬ ઠો--(સ્થળ) હીમગીરીમાં પ્રતાપનો ગુપ્ત આવાસ**—અસહ્ય દુખમાંથી ઉગારનાર પ્રભુનાં ગુણગાન ગાતા હંસાનું પ્રવેશવું, પ્રતાપપર પ્રેમભર્યું હ્દય, પ્રતાપનું આવવું, અરસ-પરસ પ્રેમભરી દ્રષ્ટી, હંસાની પ્રતીજ્ઞાનો પ્રકાશ, તે પુર્ણ કરવા પ્રતાપની પ્રતીજ્ઞા, હંસાના હૃદયની શાંતી, બન્નેનું મીલન થતાં પ્રમીલાનું પ્રવેશવું, ત્રણેની હાસ્યવીનોદ વાતો, સુરસેનનું આવવું,

સુરપાળના સંગ્રામ સમાચાર, પ્રતાપનું સતેજ થવું, હંસાનું ગભરાવું, વીદ્યુત યંત્રથી વીજયતા પ્રાપ્ત કરવાની યોજનાનો પ્રકાશ, વીદ્યુત કળાયે હીમગીરી પહાડનું પાણી થઇ જવું, સુરપાળના લશ્કરનું તણાતા દેખાવું, સુરપાળનું ડુબતા દેખાવું, ઉશાનું પાણીમાં ઝંપલાવવું, સ્ત્રી ઉશાને તણાતી જોઈ પ્રતાપે તેને બચાવવી, હંસાને હાથે સુરપાળનો વધ થતાં ઉશાએ પતીને ઉગારવો.

( ટેબલો )

**અંક ૨ જો સમાપ્ત.**



# અંક ૩ જો.

**પ્રવેશ ૧લો—(સ્થળ) હીમગીરીમાં પ્રતાપનું ગુપ્ત સ્થાન-** પ્રતાપનું પોતાનાં વફાદાર સરદારો સાથે સુરપાળનાં દુષ્ટ સ્વભાવ વીશે વાતચીત કરતાં દેખાવું સુરસેનનું આવી અવધપુરીનાં જાહેર નામા વીશે વાતચીત પ્રતાપનાં ગળામાંનું માદળીયું ખોલી વાંચતાં પ્રતાપ અવધપુરીનો પાટવી પુત્ર છે તેની સર્વને જાણ થઈ પોતાના પીતાનું રાજ્ય હસ્તગત કરવા જવાની પ્રતાપની ઇચ્છા સત્યપુરીમાં સુરપાળ ઉશાદેવી પર અત્યાચાર વરતાવે છે તેની જાણ થતાં ઉશાને બચાવવા, અને સુરપાળને સ્વધામ પહોંચાડવા પ્રતાપનું પ્રયાણ.

**પ્રવેશ ૨જો—(સ્થળ) સત્યપુરીનો રાજ્યમહાલય—** સુરપાળનું પોતાની સ્ત્રી ઉશા પર અત્યાચાર વરતાવતા દેખાવું, ઉશાનો પતીને સદબોધ પ્રતાપનું લીધેલ પ્રતીજ્ઞા પુર્ણ કરવા અને અને હંસાને એના પીતાનું રાજ પાછું અપાવવા ચડી આવવું. સુરપાળનું ગભરાવું. હંસાને, એના પીતાનું રાજ્ય પાછુ આપવા જુલ્મસીંહનું સમજાવવું. ઘમંડી સુરપાળના હાથે જુલ્મસીંહનું ખુન, ઉગ્ર કોપાગ્નીમાં બળતા સુરપાળને હાથે પોતેની સ્ત્રી ઉશાનો ઘાત. વીર પ્રતાપને હાથે સુરપાળ તથા તેની અઘોર લાલસાનો અંત. નીમકહલાલ ઉશાને ઉગારવાનો પ્રયત્ન નીષ્ફળતા જતાં વીરપ્રતાપનો પશ્ચાતાપ.

## (ટેબલો)

**પ્રવેશ ૩ જો—(સ્થળ) અવધપુરીનો રાજ્ય મહાલય—** ભીમાનું રાજ્ય રહેશે કે જશે એ વીચાર કરતાં દેખાવું દીવાન કીર્તીસીંહે આવી અવધપુરીનો ખરો હકદાર મળી આવ્યો એ સમાચાર આપવા

ભીમાનું ગભરાવું. પ્રતાપનું આવવું. પોતાનું રાજ્ય સ્વાધીનતામાં લેવું, રાજ્ય જવાથી ભીમાનો પશ્ચાત્તાપ, રંભાનું આવવું, ભીમાના પોગળનો પ્રકાશ, અસલ ભીમો છે એ જાણુ થતાં અને પાછા ગરીબીસ્થિતિમાં આવતાં રંભાનો વીલાપ, પ્રતાપની ઔદાર્યતા, વર્ષાસન સાથે સત્યપુરીની માલમીલકત, ભીમાને સમર્પણ ભીમાનું તથા રંભાનું ખુશી થવું, ખરો ગાદીવારસ મળતાં સર્વનો આનંદ.

**પ્રવેશ ૪ થો. (સ્થળ) સત્યપુરીનો રણવાસ**—હંસાનું સત્યપુરીમાં પોતાના પીતાના રાજ્યમાં સખીઓ સાથે આનંદ કરતાં દેખાવું. પ્રમીલાનું આવવું, સારસની જુદાઈનું નિરક્ષણ, પ્રતાપનું આવવું, બન્નેનો હાસ્ય મીશ્રીત શ્રંગાર. સુર્યચંદ્રની સાક્ષીયે હંસા તથા પ્રતાપનો બાળ પ્રમીલાનાં હાથથી હસ્તમિલાપ, બન્ને પ્રેમી યુગલનું હૃદયની ઈચ્છાઓ તૃપ્ત થતાં આનંદમાં મગ્ન થવું અને હંસાને રાજ્યાસને સ્થાપવા ભવ્ય દરબાર ભણી જવું.

**પ્રવેશ ૫ મો. (સ્થળ) સત્યપુરીનો ભવ્ય દરબાર**—સત્યપુરીના ભવ્ય દરબારમાં પ્રતાપસીંહ તથા હંસા કુમારીનાં સર્વ સમક્ષ લગ્ન સત્યપુરીના સીંહાસને પ્રતાપનો રાજ્યાભીષેક, રાજ્યની અમોલી સેવા બજાવનાર દીવાન, દેવદત્તના પુત્ર રમેશનો પ્રમીલા સાથે હસ્તમીલાપ, પ્રતાપી પ્રતાપના હાથે સત્યપુરી તથા અવધપુરી રાજ્યનો પુર્ણોદ્ધાર, બન્ને રાજ્ય પર પ્રતાપની પવીત્ર પતાકા ફરકતી જોઇ સર્વના આનંદ સાથે નાટકનું સમાપ્ત થવું.

**અંક ૩ જો સમાપ્ત.**

ૐ

**શાન્તિ ? શાન્તિ ? શાન્તિ ?**

**વરદોભવ.**

ॐ

श्री तत्सत् परमात्मने नमः

श्री

# અઘોર–લાલસા નાટકનાં ગાયનો.

## અંક ૧ લો.

### મંગળ સ્તવન.

બાળાઓ— ૧

બ્રહ્મ રૂપ ॐકાર નિરંજન નિરાકાર વંદન દાતા,
સર્વમાં તું છે સમાન વેદ નીદાન જગ વંદન...
તુજ નામ સુખનું ધામ અગમ નિગમ ॐકાર
જળ સ્થળમાં રમી રહ્યો તું
તુજ નામ જપે સુરગણ મુનિવર નરનાર.
વંદન કરીયે ઉરથી કષ્ટ હરો વિભુ
વિનતી ઉર ધરજો સ્મરણ કરીયે સહુ
સ્વદેશની ધર તું વિભુ લાજ......

રંભા...ભીમો— ૨

પરણી પછતાઇ બળ્યું સાસરૂં
ઘડી ઘડીમાં કજીયા કુડા થાયરે
પીટયો પરણ્યો મળ્યો ગમાર આ
શું સમજે નાજુક નારીનાં જોબન જોર ઉભારને,
મેંતો માન્યું તું સુખ મ્હાલશું
હું સરીખી કોમળ નારને કામતણો શીર ભારરે.
જીવતર મારૂં આ એળે જાય છે.
વૈભવ વિલાસો માણવા મારૂં અધીરૂં મનડું થાયરે.

રંભા...ભીમો— ૩

આ ગાલ જોઈ હરખ્યા કયાંથી અડપલું શીખ્યા,
છો આવ્યા તમો ભુખ્યા ન છેડો લજાઓ સાહ્યબા
તારી પતલી કમર મારૂં મનડું હરે
નાર પાણી ભરે, વાંઢા ઝુરી મરે
વ્હાલા મુખડા પર નાર આ મોહી મરે
સદા પ્રેમ રંગમાં રમાડશો......

સખીયો...ઉશા— ૪

મનહરણી આજે મધુરી મોહન મન હરવા આવે.
જોતાં આ રંભા રમણી રજની શરમાયે
ગજ ગામીની ગરવી ચાલે...

જ્યોતિ ખીલી પ્રીય ચંદ્રની...
વસંતે ખીલ્યાં નવ પલ્લવો પ્રિય કોકીલા હરખાય છે
વિરહી જનોનાં હૃદયમાં વ્યાધી અતીશય થાય છે.

સખીયો...ઉષા— ૫

ઝુલતી વામાં વાલમજીનાં સંગ
ધન્ય ધન્ય એ ઋતુ રાજવી વસંતનેરે
ઝુલતી ઝુલાવતિ કંથ કોડીલાની સંગ.
ધર્મતણા સુ પંથને વિચરે જે નરનાર
સ્વર્ગ સમાં સુખ ભોગવે ઉજવળ કરે અવતાર.
શાણી એવા મધુર ગુણો ગાઇએરે,
પતિને પીયુશ પ્યાલી પાઇયેરે
રૂડી ખીલી વસંત વ્હાલમ સંગ અતી ઉમંગથી મ્હાલીયેરે.

ઉશા— ૬

તારી કૃતિ વિભુ ન્યારી સૃષ્ટિમાં,
ગર્વ ગંજન નામ છે તારૂં...
જ્યાં ગાજતા ડંકા હતા બળી કંસ દુર્યોધન થયા,
કર્યું જીવીત ભર દુશ કર્મ અંતે માટીમાં માટી થયા.

હંસા— ૭

દીન બંધુ તું મમ દુઃખ નિવાર
દુષ્ટ આ દીન દાસીને ઉગાર
શ્રષ્ટીમાં છે તુજ આધાર

કષ્ટ આપે પાપી અપાર
સહાય કરો સંકટ હરો બાંહ્યને ગૃહો
હું છું નિરાધાર.

હંસા— ૮

પામર મન વિચાર ક્ષાત્રના ધર્મને હૃદયે ધાર
નાથ નિરંજન પાળક જગનો.
જળ સ્થળ નભ પુજાય શ્રષ્ટીનો સાચો તારણ હાર,
વિશ્વ તણી સહુ માયા તજી દે
સ્વામી માટે તું પ્રાણ અર્પી દે
પ્રાણ જાય પણ અમર નામનાં વીશ્વ વીશે રહી જાય
ખરો એ અમુલ્ય ધન ભંડાર...

અમલદારો ભીમો રંભા— ૯

ઉછળે આનંદ હૃદયે આજ થાતાં આપ અમ શીરના તાજ
રાખીને રાજ તાજની લાજ દીપાવો રાજતણાં સહુ કાજ
ધરીને આપ શીરે શુભ તાજ પધારો રાજભુવન મહારાજ
ભટકાણી ભુંડણ ભોગ લાગ્યા મનની ભડકનો નહી પાર
પાણી કરીને પળમાં રંભા માણીશ મોજ અપાર
ઉછાળું રૂપીયા હોંશે ખનનન ખન
સુની સેજમાં છોડી રંભાને ક્યાં નાસી ગયો એ ગમાર
ખોડ ભુલાવું હું હાથ ચઢે તો રખડાવી કોમળ નાર
હૈયામાં ભડકે હોળી અરરરર હાય

સરદારો...પ્રતાપસીંહ— ૧૦

શત્રુને સત્યની સમશેર ધારીને હરો
રંગ રાગ કરો મધુપાન કરો દીલ શાદ કરો
સહુ વાહ...વાહ...વાહ...
મદમાં ફરતા ડરનાં ધરતા ઉજવળ કરતા વિરનું નામ,
દીનનાં દુઃખને હરવાનું છે ક્ષત્રી વીરનું પહેલું કામ
ધર્મની ધજા ફરકાવું સૃષ્ટીમાં
ગર્વ ધારીને હંફાવું દ્રષ્ટીમાં,
ક્ષત્રીનું સુત્ર એજ
ઉર આનંદ હૃદયે આજ ધરી
મધુરો મધુરો એક જામ ભરી
કરો રંગ રાગ દીલ શાંત કરી
કરો જાન...કુરબાન...ધરી ધ્યાન
લેશ શત્રુ તણી નવ ભીતી ધરો......

સરદારો— ૧૧

શસ્ત્ર લઇ સજજ થઈ વિદાય થાવ
પાપીનાં પ્રાણને વિદારીને પહોંચાડીયે સ્વધામ
મદાંધીનું ગુમાન ઉતારીયે અભીમાન
દીનને ઉગારીને હીનને હટાવીને.
શત્રુ વીદારી વિજઇ થાવ...

વારાંગના— ૧૨

મંય જલકે મર જાવું રે બિરહાસે
મુખસે ના કહાવત લાજન આવત
તરપ તરપ રહે જાવું રે બિરહાસે
દીન નાંહી જાવત કછુ નાંહી ભાવત
મન નાંહી માનત.
ઘુટ ઘુટ કર ઘુલ જાવુંરે બિરહાસે...

અંક ૧ લો સમાપ્ત.



# અંક ૨ જો.



રમેશ— ૧૨

અજબ કૃતિ છે તારી વિભુનાં કળાયે કોઈથી
દુષ્ટથી છોડાવી મુજને લીધો તેં ઉગારી
ગુણો નીત ગાવું હુંતો મને ના વિસારી દેજો

પ્રમીલી...રમેશ— ૧૩

ચાલો પ્રેમની સહુ વાતો સંભળાવશું
પ્રેમ પોથીનાં પાઠો ભણાવશું
વ્હાલ ભર્યાં શબ્દો સદા સ્નેહે ઉચ્ચારશું
મીઠી મીઠી વાતો કરી મનને રિઝાવશું
પ્રેમ સિંધુને સુ પ્રેમે છલકાવશું
શુદ્ધ પ્રેમથી આ પ્રેમને નિભાવશું
પ્રેમતણાં જાદુ પરસપર ચલાવશું
અમૃતમય વાંણીથી ઉરને ખીલાવશું
સુગ્ર પ્રેમીને સ્નેહે સમજાવશું
રૂડા જીવનનો લ્હાવો લેવરાવશું

હંસા— ૧૪

પ્રભુ મમ કષ્ટ કાપી દે ચઢી વ્હારે તુ અબળાની
દીધો વનવાસ પ્રારબ્ધે બની કૃશ કાય બાળાની
હૃદયમાં જળહળે જ્વાળા સ્નેહી થઇ ગયા શત્રુ
બની છે કાષ્ટ સમ આ દેહ રવડી રાજ્ય બાળાની
ક્ષત્રીયો થઈ ગયા નીર્દય નહી છે ક્ષાત્રવટ દીલમાં
વિભુ તું બાંહ્યને ગૃહી લે સુણી ફરીયાદ અબળાની

વારાંગના— ૧૫

મોરે અચ્છે પીયા ન જલાવો જીયા,
માનો બતીયાં લાગો છતીયાં
દેખોજી અબ છોર ઢીટાઈ...
મોહે સતાને આયે બાતેં બનાને આયેં.
જીયા જલાને આયે
છુરી કયું મેરે દીલપે ચલાઈ
નાહક પ્યારે તુને સતાઇ
પ્રીત કર અબ મય પછતાઈ
બાતોંમેં આયે ફસાયે લુટાયે
હટો જાઓ કન્હાઈ...

રંભા...ભીમો— ૧૬

પામી પ્રીતે હું મોહન આ મનહર મહારાજ
નીત મારૂં મનડું રીઝાવજો

અમે જાણીતા ધારી જેવા મીઠા ભરથાર
ઠમકાનો ઠાઠ જોઈ પાણી થઈ જાઉં છું
બોલતાં લજાઓ જરા તમથી શરમાઉં છું
ઢાળી દીધો તેં મને ઘેલો કીધો.

સુરપાળ— ૧૭

પ્રગટે આગ આ ઉરમાં હંફાવું શત્રું ક્ષણુમાં
અસી ધરીને વિદારૂં અરીદળ
કરૂં હું પાયમાલ...પ્રજળે ઝાળ
ઝટકી પટકી એ. રીપું હંફાવું
મમ શકતીનું ભાન કરાવું
શત્રુની જડને નીમુંળ બનાવું
બનીને હું વિકાળ કાળનો હું કાળ.

રંભા— ૧૮

હાંરે રૂડી રાણી બનીને હું મ્હાલતી
સોળે શણુગારથી સહુ નારને શરમાવતી
વૈભવ વિલાસ જોઈ મનમાં મલકાતી
પતલી કમર મારી નાજુક લચકાતી
આંખના ઈશારે મહારાજને લોભાવતી.
રાજનાં સહુ ચાકરો ધમકાવતી.

રંભા...ભીમો— ૧૯

રંગમાં ઉછરંગમાં ઉમંગમાં
રંભાને રિઝાવ રિઝાવ
રસ પાવો,
તનમન વારે આ નાર પ્રેમથી ભેટો પ્રાણાધાર
હૈયા તણું મમ હાર.
મસ્ત બનીને મદની પ્યાલી પ્રીતે મુજને
પાવોજી...પાવોજી
પેટ ભરીને રાણી તણો લ્યો મન માન્યો તમે
લ્હાવોજી...લ્હાવોજી,

હંસા— ૨૦

વંદુ હું મોરારી ગીરવરધારી
ધરી તેં બાંય રાખી દીનની તેં લાજ
આજ કષ્ટથી ઉગારી...
શા શા ગુણ તુજ મુખે ગવાય ના.
અજબ કૃતી તુજ કોથી કળાયે ના.

પ્રમીલા...હંસા— ૨૧

સખી પ્રેમ શાસ્ત્ર પ્રેમીને શીખાવજોરે એકાંતમાં
મદન યુદ્ધ કળા પ્રેમથી પઢાવજોરે એકાંતમાં

ભ્રકૂટી શર મંત્ર સખી પહેલો શીખાવશું
ઉરસ્થળના યુદ્ધનાં દાવ સહુ બતાવશું
અનંગનાં વિલાસનું એ જ્ઞાન ગુપ્ત આપજો
હૃદય દુર્ગ જીતશું એ ચીંતા નવ ધારજો
શુદ્ધ સ્નેહથી રમેશને રમાડજોરે એકાંતમાં

**અંક ૨ જો સમાપ્ત.**



## અંક ૩ જો.

---

પ્રતાપ— ૨૨

લેશ ભીતીનાં રહ્યે ધારી
દુષ્ટ કર્મથી બુદ્ધી વીસારી
અવીચારી, દુરાચારી, વ્યભીચારી
હવે છોડુંનાં હું તને
ઉશાને ધાઉં ઉગારવા પાપીને હણી
અસી ધારી એને મારી
પછી સ્થાપું હંસાને હું રાજ્યાસને

અમલદારો. પ્રતાપ,
રંભા, ભીમો— ૨૩

અમર રહો અમદીન મણીરાજ
ઉજવીયે સહુ શુભદીન આજ
અકળીત માયા અવની પતીની કોઈનાં પામે પાર
ભાગ્યગતીની લીલા નીરખી ગાઈએ તુજગુણ
વીભુવર આજ
ભુખ ભાંગી ભવતણી ગઇ કર્મતણી કઠણાઈ
રાખે રઘુપતી રાજવી અમ અવીચળ અવની પર
મહારાજ

સખીઓ...હંસા-- ૨૪

વરશે વરશે સખીરી મનનો તુ પ્રીયત્તમ
ઘેલી બનીતુ આજે શાને રે બાઇ

યૌવન ઉછળતું નયન આ ઢળતું
મદઘેલી ભુલી કોના ભાને રે બાઈ
બાળા બીચારી ભરમાવો શું વિચારી
લજ્જીત કરોના સહીયર મારી
વનિતા વિરહે વ્યાકુળ રહયે
વીહવળતા અતી ભારી રે બાઈ.

હંસા...પ્રતાપ. ૨૫

પુજું પ્રીયત્તમ પાતળીયા પ્રેમે
નીત પાય પાય પાય.
પામી હું મનનો મોહન
સ્નેહે અરપું આ તન મન
પ્રીતે પધરાંવું પાતળીયા
અમૃતવાણી શી મધુરી મનહરને લલચાવો
વાહલાજી આવો પ્રેમે પ્રાણ.

## અંક ૩ જો સમાપ્ત.

ૐ

શાન્તિ ? શાન્તિ ? ? શાન્તિ ? ? ?



# જાહેર ખબર.

નીચે લખેલા નાટકનાં ઓપેરા જે સાહેબોને જોઈએ તેમણે શ્રી સરદાર વિજય નાટક કંપનીના મેનેજરને મું. બાલાસિનોર કાગળ લખવાથી તેમને મોકલી આપવામાં આવશે.

| | | | | |
|---|---|---|---|---|
| ૧. | નવલકાન્તા નાટકનાં ગાયનો | ... | ... | ૦—૪—૦ |
| ૨. | સ્નેહિ શત્રુ નાટકનાં ગાયનો | .. | ... | ૦—૪—૦ |
| ૩. | ચંદ્રવિલાસ નાટકનાં ગાયનો | ... | ... | ૦—૪—૦ |
| ૪. | અલકકુમારી નાટકનાં ગાયનો | ... | ... | ૦—૪—૦ |
| ૫. | ભેદભુલવણી નાટકનાં ગાયનો | ... | ... | ૦—૪—૦ |
| ૬. | સરદારવિજય નાટકનાં ગાયનો | ... | ... | ૦—૪—૦ |
| ૭. | જુલ્મી મુંજ નાટકનાં ગાયનો | ... | ... | ૦—૪—૦ |
| ૮. | સતી જસમાં નાટકનાં ગાયનો | ... | ... | ૦—૪—૦ |
| ૯. | દેવી પુત્ર નાટકનાં ગાયનો ... | ... | ... | ૦—૪—૦ |
| ૧૦. | નર કેશરી રાઠોડ જયમલ નાટકનાં ગાયનો | | ... | ૦—૪—૦ |
| ૧૧. | કૈલાસકુમારી નાટકનાં ગાયનો | ... | ... | ૦—૪—૦ |
| ૧૨. | ફરેબી જાલ નાટકનાં ગાયનો | ... | ... | ૦—૪—૦ |
| ૧૩. | ઝેરી નાગણ નાટકનાં ગાયનો | ... | ... | ૦—૪—૦ |
| ૧૪. | અઘોર લાલસા નાટકનાં ગાયનો | ... | ... | ૦—૪—૦ |

સુચના:—જે સાહેબોએ ઓપેરા મંગાવવા હોય તેમણે ઓપેરાની કીંમત તથા ટપાલ ખર્ચ આગળથી મોકલી આપવું.

લી. મેનેજર,

**શ્રી સરદાર વિજય નાટક કંપની.**

મુ. બાલાસિનોર (ગુજરાત)